(૫) રસાર્ણવસુધાકર મુજબ વીથીમાં નાયિકામાં પણ હોવી જોઈએ.

અહીં શૃંગાર રસ નથી. નાયિકા નથી. વળી બેથી વધુ પાત્રો છે. આથી આને વીથી કહી શકાય નહિ. વળી વ્યાયોગ કહેવાની ઉતાવળ કરવા જેવું નથી; કારણ વ્યાયોગનાં આવશ્યક એવાં ઘણાં લક્ષણો અહીં નથી. (વ્યાયોગના લક્ષણો માટે દૂતઘટોત્કચની પ્રસ્તાવના જુઓ) વ્યાયોગમાં થોડી સ્ત્રીઓ હોય જ્યારે અહીં એક પણ નથી. વળી अस्त्रो-निमित्तसमरोदयः અહીં છે જ નહિ, કેવળ ગરમાગરમ ચર્ચા છે. વળી ત્યાં હાસ્ય, કે શૃંગાર રસ મુખ્ય હોય જ્યારે અહીં તો વીર રસ મુખ્ય છે. આમ અહીં નથી વીથી કે નથી વ્યાયોગ.

ડૉ. પુસાલકર એવું સૂચવે છે કે ભાસના સમયમાં કોઈ પ્રકાર હશે કે જે આ નાટકને મળતો હોય. પણ તે નાટ્યપ્રકારની વ્યાખ્યા કે તેનું પૂરતું જ્ઞાન આપણી પાસે આજે નથી અને તેઓ આ વ્યાયોગ છે તેવું પોતાનુ વલણ દર્શાવે છે.[૨]

---

૨. Something akin to these types may have been prevalent in Bhasa's time of which we have neither any defination nor exact knowledge. We are incline to class Dv. under Vyayoga,

Dr. A. D. Pusalkar. Bhasa–A Study

★

## દૂતાવાકય : પાત્રપરિચય

(૧) **સૂત્રધાર**:–રંગમંચ વ્યવસ્થાપક.

(૨) **કાંચુકીય**:–બાદરાયણ.

(૩) **દુર્યોધન**:–ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર, કૌરવમુખ્ય.

(૪) **વાસુદેવ**:–શ્રીકૃષ્ણ, પાંડવોનો દૂત.

(૫) **સુદર્શન**:–શ્રીકૃષ્ણનું આયુધ.

(૬) **ધૃતરાષ્ટ્ર**:–દુર્યોધનનો અંધ પિતા.



भासनाटकचक्रे

# दूतवाक्यम्

( नान्द्यन्ते ततः प्रविशति सूत्रधारः । )

**सूत्रधारः—**

**पादः पायादुपेन्द्रस्य सर्वलोकोत्सवः स वः ।**
**व्याविद्धो नमुचिर्येन तनुताम्रनखेन खे ॥१॥**

एवमार्यमिश्रान् विज्ञापयामि । अये किं नु खलु मयि विज्ञापनव्यग्रे शब्द इव श्रूयते । अङ्ग ! पश्यामि ।

( नेपथ्ये )

भो भोः प्रतिहाराधिकृताः ! महाराजो दुर्योधनः समाज्ञापयति ।

**सूत्रधारः**—भवतु, विज्ञातम् ।

**उत्पन्ने धार्तराष्ट्राणां विरोधे पाण्डवैः सह ।**
**मन्त्रशालां रचयति भृत्यो दुर्योधनाज्ञया ॥२॥**

( निष्क्रान्तः । )

## स्थापना

( ततः प्रविशति काञ्चुकीयः । )

**काञ्चुकीयः**—भो भोः प्रतिहाराधिकृताः ! महाराजो दुर्योधनः समाज्ञापयति—अद्य सर्वपार्थिवैः सह मन्त्रयितुमिच्छामि । तदाहूयन्तां सर्वे राजान इति । (परिक्रम्यावलोक्य) अये अयं महाराजो दुर्योधन इत एवाभिवर्तते । य एषः,

# દૂતવાક્ય

(નાન્દી પૂરી થયા પછી સૂત્રધાર દાખલ થાય છે.)

**સૂત્રધાર** :—સહેજ લાલનખથી જેણે આકાશમાં, નમુચિ દૈત્યને વીંધ્યો હતો તે ભગવાન ઉપેન્દ્ર(વિષ્ણુ)નો સમગ્ર સંસારને માટે ઉત્સવરૂપ ચરણ આપનું રક્ષણ કરો. ૧.

હું આપ સજ્જનોને આ પ્રમાણે નિવેદન કરૂં છું અરે! આ શું? જ્યારે હું નિવેદન કરવામાં રોકાયો છું ત્યાં શબ્દ સાંભળું છું.

(પડદા પાછળ)

હે દ્વારરક્ષકો, મહારાજ દુર્યોધન આજ્ઞા કરે છે.

**સૂત્રધાર** :—બરાબર, જાણ્યું.

ધૃતરાષ્ટ્રના પુત્રો (કૌરવો)નો પાંડવો સાથે વિરોધ ઊભો થતાં દુર્યોધનની આજ્ઞાથી સેવક મંત્રણા માટે સભાગૃહની રચના કરે છે. (તૈયારી કરે છે.) ૨.

(જાય છે)

સ્થાપના

(પછી કાંચુકીય પ્રવેશ કરે છે)

**કાંચુકીય** :—હે દ્વારરક્ષકો, મહારાજ દુર્યોધન આજ્ઞા કરે છે. આજે સઘળા રાજવીઓ સાથે મંત્રણા કરવા ઈચ્છું છું. માટે સઘળા રાજવીઓને બોલાવી લાવો. (ફરીને, જોઈને) અરે, આ મહારાજ દુર્યોધન આ બાજુ જ આવે છે, જે આ—

श्यामो युवा सितदुकूलकृतोत्तरीयः
सच्छत्रचामरवरो रचिताङ्गरागः ।
श्रीमान् विभूषणमणिद्युतिरञ्जिताङ्गो
नक्षत्रमध्य इव पर्वगतः शशाङ्कः ॥३॥

( ततः प्रविशति यथानिर्दिष्टो दुर्योधनः । )

दुर्योधनः—

उद्धतरोषमिव मे हृदयं सहर्षं
प्राप्तं रणोत्सवमिमं सहसा विचिन्त्य ।
इच्छामि पाण्डवबले वरवारणाना-
मुत्कृत्तदन्तमुसलानि मुखानि कर्तुम् ॥४॥

काञ्चुकीयः—जयतु महाराजः । महाराजशासनात् समानीतं सर्वराजमण्डलम् ।

दुर्योधनः—सम्यक् कृतम् । प्रविश त्वमवरोधनम् ।

काञ्चुकीयः—यदाज्ञापयति महाराजः । (निष्क्रान्तः) ।

दुर्योधनः—आर्यौ वैकर्णवर्षदेवौ ! उच्यताम्—अस्ति ममैकादशाक्षौहिणीबलसमुदायः । अस्य कः सेनापतिर्भवितुमर्हति । किं किमाहतुर्भवन्तौ—महान् खल्वयमर्थः । मन्त्रयित्वा वक्तव्यमिति । सदृशमेतत् । तदागम्यतां मन्त्रशालामेव प्रविशामः । आचार्य अभिवादये । प्रविशतु भवान् मन्त्रशालाम् । पितामह अभिवादये । प्रविशतु भवान् मन्त्रशालाम् । मातुल ! अभिवादये । प्रविशतु भवान्

શ્યામ, યુવાન, શ્વેત રેશમી વસ્ત્રના ઉત્તરીયને ધારણ કરનાર, ઉત્તમ છત્ર–ચામરવાળો, અંગરાગ કરેલો, આભૂષણોના મણિઓની કાંતિથી ઝળહળતા અંગવાળો, સુંદર (દુર્યોધન) પૂર્ણિમાએ નક્ષત્રની મધ્યમાં રહેલા ચંદ્રની માફક શોભે છે. ૨.

(ત્યાર પછી ઉપર જણાવ્યા મુજબનો દુર્યોધન પ્રવેશ કરે છે.)

**દુર્યોધન :—**

રોષ વધ્યો છે તેવું મારું હૃદય આનંદિત બન્યું છે. એકાએક રણનો ઉત્સવ આવી પડયો છે એમ જાણી પાંડવોના સૈન્યમાં ઉત્તમ હાથીઓને જેમાંથી મૂશળ સમા દંતશૂળો ઉખેડી નાંખ્યા છે તેવા (દંતહીન) મુખોવાળા કરવાની ઇચ્છા રાખ્યું છું.

**કાંચુકીય :**—મહારાજનો જય થાઓ. મહારાજની આજ્ઞાથી સઘળા રાજાઓનો સમૂહ હાજર કરી દીધો છે.

**દુર્યોધન :**—સારું કર્યું. હવે તમે અંદર જાઓ.

**કાંચુકીય :**—જેવી મહારાજની આજ્ઞા.

(જાય છે)

**દુર્યોધન :**—હે આર્ય વૈકર્ણ અને વર્ષદેવ, કહો–મારી પાસે અગિયાર અક્ષૌહિણી સેનાનો સમૂહ છે. આનો સેનાપતિ થવા કોણ યોગ્ય છે? શું તમે બંને શું કહો છો? 'આ ઘણી મોટી બાબત છે. મંત્રણા કરીને કહેવું જોઈએ?' બરાબર છે. તો આવો, મંત્રણા માટેના સભાખંડમાં દાખલ થઈએ. હે આચાર્ય, હું આપને વંદન કરું છું. આપ મંત્રણા માટેના સભાખંડમાં પ્રવેશ કરો. હે પિતામહ (ભીષ્મ), હું આપને વંદન કરું છું. આપ મંત્રણા માટેના સભાખંડમાં દાખલ થાવ. હે મામા (શકુનિ), હું આપને પ્રણામ કરું છું. આપ

मन्त्रशालाम् । आर्यौ वैकर्णवर्षदेवौ ! प्रविशतां भवन्तौ । भो भोः सर्वक्षत्रियाः स्वैरं प्रविशन्तु भवन्तः । वयस्य ! कर्ण ! प्रविशामस्तावत् ।

(प्रविश्य)

आचार्य एतत् कूर्मासनम्, आस्यताम् । पितामह ! एतत् सिंहासनम्, आस्यताम् । मातुल ! एतच्चर्मासनम्, आस्यताम् । आर्यौ वैकर्णवर्षदेवौ ! आसातां भवन्तौ । भो भोः सर्वक्षत्रियाः ! स्वैरमासतां भवन्तः । किमिति किमिति महाराजो नास्त इति । अहो सेवाधर्मः । नन्वयमहमासे । वयस्य कर्ण ! त्वमप्यास्स्व । (उपविश्य ।) आर्यौ वैकर्णवर्षदेवौ ! उच्यताम्—अस्ति ममैकादशाक्षाहिणीबलसमुदयः । अस्य कः सेनापतिर्भवितुमर्हतीति । किमाहतुर्भवन्तौ—अत्रभवान् गान्धारराजो वक्ष्यतीति । भवतु, मातुलेनाभिधीयताम् । किमाह मातुलः—अत्रभवति गाङ्गेये स्थिते कोऽन्यः सेनापतिर्भवितुमर्हतीति । सम्यगाह मातुलः भवतु भवतु, पितामह एव भवतु । वयमप्येतदभिलषामः ।

सेनानिनादपटहस्वनशङ्खनादै-
श्चण्डानिलाहतमहोदधिनादकल्पैः ॥
गाङ्गेयमूर्ध्नि पतितैरभिषेकतोयैः
सार्धं पतन्तु हृदयानि नराधिपानाम् ॥५॥

( प्रविश्य )

काञ्चुकीयः—जयतु महाराजः । एष खलु पाण्डवस्कन्धावाराद् दौत्येनागतः पुरुषोत्तमो नारायणः ।

મંત્રણા માટેના સભાખંડમાં દાખલ થવા, હે આર્ય વૈકર્ણ અને વર્ષદેવ, આપ બંને દાખલ થાવ. અરે હે સર્વ ક્ષત્રિયો, આપ સ્વેચ્છા મુજબ દાખલ થાવ. હે મિત્ર કર્ણ, આપણે દાખલ થઈએ ત્યારે.

(દાખલ થઈને)

હે આચાર્ય, આ કૂર્માસન છે બિરાજો. હે પિતામહ આ સિંહાસન છે બિરાજો. હે મામા આ ચર્માસન છે બિરાજો. હે આર્ય વૈકર્ણ અને વર્ષદેવ, આપ બંને બિરાજો. અરે હે સર્વ ક્ષત્રિયો, ઈચ્છા મુજબ બિરાજો. શું કહ્યું, શું કહ્યું. 'મહારાજ બિરાજ્યા નથી' અહો, (ધન્ય છે તમારા) સેવાધર્મને તો આ હું બેસું છું. મિત્ર કર્ણ, તું પણ બેસ. (બેસીને) હે આર્ય વૈકર્ણ અને વર્ષદેવ, કહો કે-મારી પાસે અગિયાર અક્ષૌહિણી સેનાનો સમૂહ છે. આનો સેનાપતિ થવા કોણ યોગ્ય છે? તમે બે જણા શું કહો છો? 'શ્રીમાન ગાન્ધારરાજ (શકુનિ) જવાબ આપે છે.' ભલે, મામા કહે. મામા શું કહે છે?—'શ્રીમાન ગંગાપુત્ર ભીષ્મ ઉપસ્થિત હોય ત્યારે બીજો કોણ સેનાપતિ થવા યોગ્ય તે?' મામાએ બરાબર કહ્યું-ભલે, ભલે, (પતિમાહ ભીષ્મ જ સેનાપતિ) બને, અમારી પણ એ જ અભિલાષા છે.

પ્રચંડ પવનથી તાડિત મહાસાગરના ઘૂઘવાટ સમા, સેનાપતિની ગર્જના, નગારાનો ગડગડાટ અને શંખના નાદ સમા, ગંગાના પુત્ર ભીષ્મના મસ્તક પરથી પડેલા (અભિષેકના) જળની સાથે (દુશ્મન) રાજવીઓના હૃદયો નીચે પડો. ૫.

(દાખલ થઈને)

કાંચુકીય :—મહારાજનો જય થાઓ. પાંડવોની છાવણીમાંથી આ દૂત થઈને પુરુષોત્તમ નારાયણ આવ્યા છે.

दुर्योधनः—मा तावद्भो बादरायण ! किं किं कंसभृत्यो दामोदरस्तव पुरुषोत्तमः । स गोपालकस्तव पुरुषोत्तमः । बार्हद्रथापहृतविषयकीर्तिभोगस्तव पुरुषोत्तमः । अहो पार्थिवासन्नमाश्रितस्य भृत्यजनस्य समुदाचारः । सगर्वं खल्वस्य वचनम् । आः अपध्वंस ।

काञ्चुकीयः—प्रसीदतु महाराजः संभ्रमेण समुदाचारो विस्मृतः । (पादयोः पतति ।)

दुर्योधनः—संभ्रम इति । आः मनुष्याणामस्त्येव संभ्रमः । उत्तिष्ठोत्तिष्ठ ।

काञ्चुकीयः—अनुगृहीतोऽस्मि ।

दुर्योधनः—इदानीं प्रसन्नोऽस्मि । क एष दूतः प्राप्तः ।

काञ्चुकीयः—दूतः प्राप्तः केशवः ।

दुर्योधनः—केशव इति । एवमेष्टव्यम् । अयमेव समुदाचारः । भो भो राजानः ! दौत्येनागतस्य केशवस्य किं युक्तम् । किमाहुर्भवन्तः । अर्घ्यप्रदानेन पूजयितव्यः केशव इति । न मे रोचते । ग्रहणमस्यात्र हितं पश्यामि ।

ग्रहणमुपगते तु वासुभद्रे
हृतनयना इव पाण्डवा भवेयुः ।
गतिमतिरहितेषु पाण्डवेषु
क्षितिरखिलापि भवेन्ममासपत्ना ॥६॥

**દુર્યોધન** :—હે બાદરાયણ, એમ નહિ, શું કંસનો નોકર દામોદર તારો પુરુષોત્તમ છે? તે ગોવાળ તારો પુરુષોત્તમ છે? બૃહદ્રથના પુત્ર (જરાસંઘે) જેના દેશ, કીર્તિ અને ભોગો હરી લીધા છે તે તારો પુરુષોત્તમ છે? અહો, રાજાની નજીક રહેનારા નોકરનો આ આચાર! આની વાણી ગર્વવાળી છે. હટ્ નીચ!

**કાંચુકીય** :—મહારાજ કૃપા કરો. ગભરાટને કારણે આચાર ભૂલાઈ ગયો. (પગમાં પડે છે.)

**દુર્યોધન** :—ગભરાટ? ઓહ. માણસોને ગભરાટ થાય ખરો. ઊભો થા, ઊભો થા.

**કાંચુકીય** :—મારા ઉપર કૃપા થઈ.

**દુર્યોધન** :—હવે હું ખુશ છું. આ કયો દૂત આવ્યો છે?

**કાંચુકીય** :—કેશવ દૂત (થઈને) આવ્યો છે.

**દુર્યોધન** :—કેશવ એમ? આજ યોગ્ય (રીતનો પરિચય) કહેવાય. આજ સભ્યતા છે. હે રાજાઓ, દૂત તરીકે આવેલા કેશવ માટે શું યોગ્ય છે? આપ શું કહો છો? 'અર્ઘ્ય' આપીને કેશવનું પૂજન કરવું જોઇએ.' મને નથી ગમતું. એને કેદ કરવામાં જ હું અહીં હિત જોઉં છું.

જ્યારે વાસુદેવ પકડાઈ જશે ત્યારે પાંડવો જાણે કે આંધળા (આંખો હરાઈ ગઈ છે તેવા) બની જશે ગતિ આશ્રય કે મતિ (બુદ્ધિ) વિનાના પાંડવો બનતાં શત્રુ વિનાની (આ) સમગ્ર પૃથ્વી મારી બની જશે. ૬.

अपि च योऽत्र केशवस्य प्रत्युत्थास्यति, स मया द्वादशसुवर्णभारेण दण्ड्यः । तदप्रमत्ता भवन्तु भवन्तः । को नु खलु ममाप्रत्युत्थानस्योपायः । हन्त दृष्ट उपायः । बादरायण ! आनीयतां स चित्रपटो ननु यत्र द्रौपदीकेशाम्बरावकर्षणमालिखितम् । (अपवार्य) तस्मिन् दृष्टिविन्यासं कुर्वन् नोत्थास्यामि केशवस्य ।

काञ्चुकीयः—यदाज्ञापयति महाराजः । (निष्क्रम्य प्रविश्य) जयतु महाराजः । अयं स चित्रपटः ।

दुर्योधनः—ममाग्रतः प्रसारय ।

काञ्चुकीयः—यदाज्ञापयति महाराजः । (प्रसारयति ।)

दुर्योधनः—अहो दर्शनीयोऽयं चित्रपटः । एष दुःशासनो द्रौपदीं केशहस्ते गृहीतवान् । एषा खलु द्रौपदी,

दुःशासनपरामृष्टा सम्भ्रमोत्फुल्ललोचना ।
राहुवक्त्रान्तरगता चन्द्रलेखेव शोभते ॥७॥

एष दुरात्मा भीमः सर्वराजसमक्षमवमानितां द्रौपदीं दृष्ट्वा प्रवृद्धामर्षः सभास्तम्भं तुलयति । एषः युधिष्ठिरः,

सत्यधर्मघृणायुक्तो द्यूतविभ्रष्टचेतनः ।
करोत्यपाङ्गविक्षेपैः शान्तामर्षं वृकोदरम् ॥८॥

एष इदानीमर्जुनः,

रोषाकुलाक्षः स्फुरिताधरोष्ठ-
स्तृणाय मत्वा रिपुमण्डलं तत् ।

અને જો કેશવ આવતાં (તેના મનમાં) કોઈ ઊભો થશે તો તેને હું બાર ભાર સોનાનો દંડ કરીશ. માટે આપ સહુ સાવધાન રહેજો. મારે ઊભા ન થવું પડે માટે કયો ઉપાય છે? અરે ઉપાય જડયો. હે બાદરાયણ, પેલું ચિત્રપટ લાવ કે, જેમાં દ્રૌપદીના કેશ અને વસ્ત્ર ખેંચવાનું (દૃશ્ય) ચીતર્યું છે. (બાજુએ) તેની ઉપર નજર નાંખતો હું કેશવ માટે ઉઠીશ નહીં.

**કાંચુકીય :**—જેવી મહારાજની આજ્ઞા. (બહાર જઈને, દાખલ થઈને) મહારાજનો જય થાવ. આ તે ચિત્રપટ.

**દુર્યોધન :**—મારી સામે ફેલાવ.

**કાંચુકીય :**—જેવી મહારાજની આજ્ઞા. (ફેલાવે છે.)

**દુર્યોધન :**—અહો આ ચિત્રપટ જોવા લાયક છે. આ દુઃશાસને દ્રૌપદીને વાળમાંથી પકડી છે. આ દ્રૌપદી—

દુઃશાસને પરેશાન કરેલી, ગભરાટથી ફાડેલા ડોળાવાળી (વિકસેલા નેત્રવાળી) રાહુના મુખમાં રહેલી ચંદ્રની કળા જેવી શોભે છે. ૭.

સઘળા રાજવીઓની સામે અપમાનિત થયેલી દ્રૌપદીને જોઈને ખૂબ ગુસ્સે થયેલો આ દુરાત્મા ભીમ સભા મંડપના થાંભલાઓની ગણતરી કરી રહ્યો છે.

આ યુધિષ્ઠિર—

સત્ય, ધર્મ અને દયાથી યુક્ત, જુગાર રમવાથી હતચેતન બનેલા, નેત્રના ખૂણાની ચેષ્ટાઓથી (આંખના ઈશારાથી) ભીમનો ગુસ્સો શાંત કરી રહ્યા છે. ૮.

આ અર્જુન—

ક્રોધથી વ્યાકુળ બનેલી આંખોવાળો, ફફડતા નીચલા હોઠવાળો, શત્રુના સમૂહને તણખલા સમાન ગણીને, જાણે કે

उत्सादयिष्यन्निव सर्वराज्ञः
शनैः समाकर्षति गाण्डिवज्याम् ॥९॥

एष युधिष्ठिरोऽर्जुनं निवारयति। एतौ नकुलसहदेवौ,

कृतपरिकरबन्धौ चर्मनिस्त्रिंशहस्तौ
परुषितमुखरागौ स्पष्टदष्टाधरोष्ठौ।
विगतमरणशङ्कौ सत्वरं भ्रातरं मे
हरिमिव मृगपोतौ तेजसाभिप्रयातौ ॥१०॥

एष युधिष्ठिरः कुमारावुपेत्य निवारयति—

नीचोऽहमेव विपरीतमतिः कथं वा
रोषं परित्यजतमद्य नयानयज्ञौ।
द्यूताधिकारमवमानममृष्यमाणाः
सत्त्वाधिकेषु वचनीयपराक्रमाः स्युः ॥११॥

एष गान्धारराजः—

अक्षान् क्षिपन् स कितवः प्रहसन् सगर्वं
सङ्कोचयन्निव मुदं द्विषतां स्वकीर्त्या।
स्वैरासनो द्रुपदराजसुतां रुदन्तीं
काक्षेण पश्यति लिखत्यभिखं नयज्ञः ॥१२॥

एतावाचार्यपितामहौ तां दृष्ट्वा लज्जायमानौ पटान्तान्तर्हितमुखौ स्थितौ। अहो अस्य वर्णाढ्यता। अहो भावोपपन्नता। अहो युक्तलेखता। सुव्यक्तमालिखितोऽयं चित्रपटः। प्रीतोऽस्मि। कोऽत्र।

સઘળા રાજવીઓને ઊખેડી નાંખવા ઈચ્છતો હોય તેમ ધીમે ધીમે ગાંડીવની પ્રત્યંચા ખેંચી રહ્યા છે. ૯.

આ યુધિષ્ઠિર અર્જુનને રોકી રહ્યો છે. આ નકુળ અને સહદેવ—

કમર કસી, ઢાલ અને તલવાર હાથમાં લઇ, કિલષ્ટ મુખ કાંતિવાળા, નીચલો હોઠ કરડી રહેલા, મરણની શંકા વિનાના બનેલા, સિંહ પર ધસી આવેલા બે હરણના બચ્ચા જેવા, શીઘ્ર મારા ભાઈ તરફ ધસી જાય છે. ૧૦.

આ યુધિષ્ઠિર બંને કુમારોની નજીક જઇને તેમને રોકે છે—

હું જ નીચ છું. મારી મતિ ઉલટી થઇ ગઈ છે. ન્યાય અને અન્યાયને જાણનાર તમે આ વખતે ક્રોધને ત્યજી દો. જુગારને લીધે ઉદ્ભવેલા અપમાનને સહન નહીં કરનારાઓ બળવાનોની અંદર નિંદનીય પરાક્રમવાળા બને છે. ૧૧.

આ ગંધારરાજ (શકુનિ)—

કપટી, પાસા ફેંકતો, ગર્વપૂર્વક હસતો, પોતાની કીર્તિથી શત્રુના આનંદને ઓછો કરતો, મરજી મુજબ બેઠેલો, નીતિને જાણનારો, (શકુનિ) ત્રાંસી નજરે રોતી દ્રૌપદીને જુએ છે અને સામે આકાશમાં (કાંઈક જાણે કે) લખે છે. ૧૨.

આ બે આચાર્ય (દ્રોણ) અને પિતામહ (ભીષ્મ) તે (દ્રૌપદી) ને જોઇને, શરમાઈ જઈ, વસ્ત્રથી મુખ ઢાંકી રહ્યા છે. અહો આની રંગ સમૃદ્ધિ શું સુંદર છે? અહો ભાવોની યોગ્યતા કેવી છે! અહો રેખાઓ કેવી યોગ્ય છે! આ ચિત્રપટ સારી રીતે ચીતર્યું છે. હું ખુશ થયો છું. કોણ છે અહીં?

काञ्चुकीयः—जयतु महाराजः ।

दुर्योधनः—बादरायण ! आनीयतां स विहगवाहनमात्रविस्मितो दूतः ।

काञ्चुकीयः—यदाज्ञापयति महाराजः ! (निष्क्रान्तः ।)

दुर्योधनः—वयस्य कर्ण !

प्राप्तः किलाद्य वचनादिह पाण्डवानां
दौत्येन भृत्य इव कृष्णमतिः स कृष्णः ।
श्रोतुं सखे ! त्वमपि सज्जय कर्ण ! कर्णौ
नारीमृदूनि वचनानि युधिष्ठिरस्य ॥१३॥

(ततः प्रविशति वासुदेवः काञ्चुकीयश्च ।)

वासुदेवः—अद्य खलु धर्मराजवचनाद् धनञ्जयाकृत्रिममित्रतया चाहवदर्पमनुक्तग्राहिणं सुयोधनं प्रति मयाप्यनुचितदौत्यसमयोऽनुष्ठितः । अथ च,

कृष्णापराभवभुवा रिपुवाहिनीभ-
कुम्भस्थलीदलनतीक्ष्णगदाधरस्य ।
भीमस्य कोपशिखिना युधि पार्थपत्रि-
चण्डानिलैश्च कुरुवंशवनं विनष्टम् ॥१४॥

इदं सुयोधनशिबिरम् । इह हि,

आवासाः पार्थिवानां सुरपुरसदृशाः स्वच्छन्दविहिता
विस्तीर्णाः शस्त्रशाला बहुविधकरणैः शस्त्रैरुपचिताः ।

**કાંચુકીય :**—મહારાજની જય થાવ.

**દુર્યોધન :**—હે બાદરાયણ, કેવળ પક્ષીના વાહનથી આશ્ચર્ય પામતા પેલા દૂતને લાવ.

**કાંચુકીય :**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

**દુર્યોધન :**—હે મિત્ર કર્ણ,

કાળી બુદ્ધિનો તે કૃષ્ણ પાંડવોના વચનથી આજે નોકરની જેમ દૂત બની ને આવ્યો છે. હે મિત્ર કર્ણ, યુધિષ્ઠિરનાં સ્ત્રીઓ જેવાં કોમળ વચનો સાંભળવા માટે તારા કાન સરવા કર. ૧૩.

(પછી વાસુદેવ અને કાંચુકીય દાખલ થાય છે.)'

**વાસુદેવ :**—આજે ધર્મ રાજાની આજ્ઞાથી અને અર્જુનની નૈસર્ગિક મિત્રતાથી મારે યુદ્ધના અભિમાનવાળા, (કોઈનું) કહેલું નહીં સાંભળનાર, દુર્યોધન પાસે અયોગ્ય દૂતપણું કરવા માટે આવવું પડયું છે. અને વળી—

દ્રૌપદીના અપમાનથી ઉદ્ભવેલા, દુશ્મનોની સેનાના હાથીઓના ગંડસ્થલ ચીરી નાંખનારી ઉગ્ર ગદા ધારણ કરનાર ભીમના ક્રોધરૂપી અગ્નિથી અને અર્જુનના બાણરૂપી પ્રચંડ પવનથી યુદ્ધમાં કુરુવંશરૂપી વન નાશ પામી ચૂકયું છે. ૧૪.

આ દુર્યોધનની છાવણી છે. અને અહીં,

રાજાઓના અમરાવતી જેવા નિવાસસ્થાનો સ્વેચ્છાપૂર્વક રચવામાં આવ્યા છે; અનેક પ્રકારના સાધનોવાળા શસ્ત્રોથી રચેલી મોટી શસ્ત્રશાળા છે; અશ્વશાળામાં રહેલા ઉત્તમ ઘોડાઓ હણહણે છે; હાથીઓ ગર્જનાઓ કરે છે. આ

हेषन्ते मन्दुरास्थास्तुरगवरघटा बृंहन्ति करिण
ऐश्वर्यं स्फीतमेतद् स्वजनपरिभवादासन्नविलयम् ॥१५॥
भोः !
दुष्टवादी गुणद्वेषी शठः स्वजननिर्दयः ।
सुयोधनो हि मां दृष्ट्वा नैव कार्यं करिष्यति ॥१६॥
भो बादरायण ! किं प्रवेष्टव्यम् ।

काञ्चुकीयः—अथ किमथ किम् । प्रवेष्टुमर्हति पद्मनाभः ।

वासुदेवः—(प्रविश्य) कथं कथं मां दृष्ट्वा सम्भ्रान्तः सर्वक्षत्रियाः अलमलं सम्भ्रमेण । स्वैरमासतां भवन्तः ।

दुर्योधनः—कथं कथं केशवं दृष्ट्वा सम्भ्रान्तः सर्वक्षत्रियाः । अलमलं सम्भ्रमेण । स्मरणीयः पूर्वमाश्रावितो दण्डः । नन्वहमाज्ञप्ता ।

वासुदेवः—भोः सुयोधन ! किमास्ते ।

दुर्योधनः—(आसनात् पतित्वा आत्मगतम्) सुव्यक्तं प्राप्तः केशवः ।

उत्साहेन मतिं कृत्वाऽप्यासीनोऽस्मि समाहितः ।
केशवस्य प्रभावेण चलितोऽस्म्यासनादहम् ॥१७॥
अहो बहुमायोऽयं दूतः । (प्रकाशम्) भो दूत ! एतदासनमास्यताम् ।

वासुदेवः—आचार्य ! आस्यताम् । गाङ्गेयप्रमुखा राजानः । स्वैरमासतां भवन्तः । वयमप्युपविशामः । (उपविश्य) अहो दर्शनीयोऽयं चित्रपटः । मा तावत् । द्रौपदीकेशधर्षणमत्रालिखितम् । अहो नु खलु,

વિસ્તરેલું ઐશ્વર્ય સ્વજનોનો અનાદર કરવાને કારણે તરત જ નષ્ટ થનારું છે. ૧૫.

અરે એ

ખરાબ બોલનારો, ગુણોનો દ્વેષી, શઠ, સ્વજનો તરફ નિર્દય, એવો દુર્યોધન મને જોઇને કોઈ કાર્ય કરશે નહીં. ૧૬.

હે બાદરાનણ, શું (મારે) પ્રવેશ કરવો જોઇએ ?

**કાંચુકીય**:—જરૂર, જરૂર. ભગવાન પદ્મનાભ, અંદર પ્રવેશ કરી શકો છો.

**વાસુદેવ** :—(દાખલ થઈને) કેમ મને જોઈને બધા ક્ષત્રિયો ગભરાઈ ગયા! ગભરાશો નહીં. તમે બધ સ્વચ્છંદ-પૂર્વક બેસો.

**દુર્યોધન** :—કેમ! કેશવને જોઇને બધા ક્ષત્રિયો ગભરાઈ ગયા ? ગભરાશો નહીં. પહેલા ~~કહેલા~~ કરેલા દંડને યાદ કરો. (અહીં) હું આજ્ઞા કરનારો છું.

**વાસુદેવ** :—એ સુયોધન, બેસી કેમ રહ્યા છો ?

**દુર્યોધન** :—(આસન પરથી ખસી પડી, મનમાં) સાચે જ કેશવ આવી જ ગયા.

સાવધાન થઇને ઉત્સાહથી બુદ્ધિ (સ્થિર) કરી હું બેઠો છું, તો પણ કેશવના પ્રભાવથી હું આસન ઉપરથી ખસી પડ્યો. ૧૭.

અરે આ દૂત ખૂબ માયાવી છે. (મોટેથી) અરે દૂત, આ આસન, બેસ.

**વાસુદેવ** :— હે આચાર્ય, આપ બેસો, હે ભીષ્મ અને બીજા રાજાઓ સ્વેચ્છાપૂર્વક આસન ઉપર બેસો. અમે પણ બેસીએ છીએ. (બેસીને) અહો આ ચિત્રપટ જોવા જેવું છે. ના એમ નહીં. આમાં દ્રૌપદીના કેશ ખેંચાતા ચિતર્યાં છે. અરે ખરેખર—

सुयोधनोऽयं स्वजनावमानं पराक्रमं पश्यति बालिशत्वात् ।
को नाम लोके स्वयमात्मदोषमुद्घाटयेन्नष्टघृणः सभासु ॥१८॥

आः अपनीयतामेष चित्रपटः ।

दुर्योधनः—बादरायण ! अपनीयतां किल चित्रपटः ।

काञ्चुकीयः—यदाज्ञापयति महाराजः । (अपनयति ।)

दुर्योधनः—भो दूत !

धर्मात्मजो वायुसुतश्च भीमो भ्राताऽर्जुनो मे त्रिदशेन्द्रसूनुः ।
यमौ च तावश्विसुतौ विनीतौ सर्वे सभृत्याः कुशलोपपन्नाः ॥१९॥

वासुदेवः—सदृशमेतद् गान्धारीपुत्रस्य । अथ किमथ किम् । कुशलिनः सर्वे । भवतो राज्ये शरीरे बाह्याभ्यन्तरे च कुशलमनामयं च पृष्ट्वा विज्ञापयन्ति युधिष्ठिरादयः पाण्डवाः—

अनुभूतं महद् दुःखं सम्पूर्णः समयः स च ।
अस्माकमपि धर्म्यं यद् दायाद्यं तद् विभज्यताम् ॥२०॥

इति ।

दुर्योधनः—कथं कथं दायाद्यमिति ।

वने पितृव्यो मृगयाप्रसङ्गतः
कृतापराधो मुनिशापमाप्तवान् ।
तदाप्रभृत्येव स दारनिस्पृहः
परात्मजानां पितृतां कथं व्रजेत् ॥२१॥

वासुदेवः—पुराविदं भवन्तं पृच्छामि ।

विचित्रवीर्यो विषयी विपत्तिं
क्षयेण यातः पुनरम्बिकायाम् ।

મૂર્ખાઈને કારણે સ્વજનના અપમાનનું પરાક્રમ આ સુયોધન જોઈ રહ્યો છે. દયા વગરનો કયો (માણસ આ) જગતમાં સભા વચ્ચે પોતાના દોષોને ઉઘાડા કરશે? ૧૮.

હટ, આ ચિત્રપટને દૂર કરો.

**દુર્યોધન** :—હે બાદરાયણ, ચિત્રપટ લઇ જાઓ.

**કાંચુકીય** :— જેવી મહારાજની આજ્ઞા. (લઈ જાય છે.)

**દુર્યોધન** :—હે દૂત,

ધર્મપુત્ર (યુધિષ્ઠિર), વાયુપુત્ર ભીમ, ઇન્દ્રનો પુત્ર એવો મારો ભાઈ અર્જુન અને અશ્વિનીકુમારના પુત્રો, વિનયી એવા નકુલ-સહદેવ સહુ સેવકોસહિત કુશળ તો છે ને! ૧૯.

**વાસુદેવ** :—ગાંધારીના પુત્ર માટે (આવો પ્રશ્ન કરવો તે) યોગ્ય છે. બરાબર, સહુ કુશળ છે. તમારા રાજ્યમાં, દેશમાં, ઘેર અને બહાર કુશળ અને નિરોગીતાનો પ્રશ્ન કરી યુધિષ્ઠિર વગેરે પાંડવો નિવેદન કરે છે.

(અમે) મોટું દુઃખ ભોગવ્યું અને શરત પૂરી થઇ. ધર્મથી જે અમારો દાયભાગ (કુળધનમાં ભાગ) હોય તે વિભાજીત કરી આપો. ૨૦.

**દુર્યોધન** :—દાયભાગ કેવો!

વનમાં શિકાર સમયે અપરાધ થતાં કાકા(પાંડુ)ને મુનિનો શાપ મળ્યો. ત્યારથી પત્નીની બાબતમાં નિઃસ્પૃહ બન્યા. બીજાઓથી ઉત્પન્ન થયેલાનાં તે પિતા કેવી રીતે બને? ૨૧.

**વાસુદેવ** :—ભૂતકાળને જાણકાર એવા આપને હું પૂછું છું—

વિષયી વિચિત્રવીર્ય ક્ષય રોગથી મરણ પામ્યો. પછી

व्यासेन जातो धृतराष्ट्र एष
लभते राज्यं जनकः कथं ते ॥२२॥

मा मा भवान्

एवं परस्परविरोधविवर्धनेन
शीघ्रं भवेत् कुरुकुलं नृप ! नामशेषम् ।
तत् कर्तुमर्हति भवानपकृष्य रोषं
यत् त्वां युधिष्ठिर मुखाः प्रणयाद् ब्रुवन्ति ॥२३॥

दुर्योधनः—भो दूत ! न जानाति भवान् राज्यव्यवहारम् ।

राज्यं नाम नृपात्मजैः सहृदयैर्जित्वा रिपून् भुज्यते
तल्लोके न तु याच्यते न तु पुनर्दीनाय वा दीयते ।
काङ्क्षा चेन्नृपतित्वमाप्तुमचिरात् कुर्वन्तु ते साहसं
स्वैरं वा प्रविशन्तु शान्तमतिभिर्जुष्टं शमायाश्रमम् ॥२४॥

वासुदेवः—भोः सुयोधन ! अलं बन्धुजने परुषमभिधातुम् ।

पुण्यसञ्चयसम्प्राप्तामधिगम्य नृपश्रियम् ।
वञ्चयेद् यः सुहृद्बन्धून् स भवेद् विफलश्रमः ॥२५॥

दुर्योधनः—

स्यालं तव गुरोर्भूपं कंसं प्रति न ते दया ।
कथमस्माकमेवं स्यात् तेषु नित्यापकारिषु ॥२६॥

वासुदेवः—अलं तन्मद्दोषतो ज्ञातुम् ।

અંબિકામાં વ્યાસથી ઉત્પન્ન થયેલાં તારા આ પિતા ધૃતરાષ્ટ્રને રાજ્ય કેવી રીતે મળે? ૨૨.

આપ એમ કહેશો નહીં.

હે રાજા, આમ પરસ્પર વિરોધ વધારવાથી કુરુકુલ જલદી નામશેષ બની જશે. માટે, યુધિષ્ઠર વગેરે પ્રેમથી જે કહે છે તે ક્રોધ દૂર કરીને આપે કરવું જોઈએ. ૨૩.

**દુર્યોધનઃ**—હે દૂત, આપ રાજ્યનો વ્યવહાર જાણતા નથી.

શત્રુઓને મારીને સહૃદય રાજકુમારો રાજ્ય ભોગવે છે; તે (રાજ્ય આ) લોકમાં માંગવામાં નથી આવતું કે ગરીબને આપવામાં નથી આવતું. જો રાજા બનાવાની ઈચ્છા હોય તો તેઓ જલદી સાહસ કરે અથવા શાંત મતિવાળા મુનિઓથી સેવાયેલા આશ્રમમાં શાંત માટે સ્વેચ્છા પૂર્વક પ્રવેશ કરે. ૨૪.

**વાસુદેવ :**—હે સુયોધન, ભાઈઓ તરફ કઠોર કહેવાનું બંધ કરો.

પુણ્યના પુંજથી પ્રાપ્ત થતી રાજ્ય લક્ષ્મીને મેળવીને જે મિત્રો અને બંધુઓને છેતરે છે તેનો પરિશ્રમ નિષ્ફળ જાય છે. ૨૫.

**દુર્યોધન :**—

તારા બાપના સાળા કંસ તરફ તને દયા ન હતી તો પછી હંમેશ (અમારું બૂરું કરનાર તે પાંડવો તરફ (અમને દયા) કેવી રીતે થાય? ૨૬.

**વાસુદેવ :**—તે કેવળ મારા દોષથી થયું એમ માનશો નહીં.

कृत्वा पुत्रवियोगार्तां बहुशो जननीं मम।
वृद्धं स्वपितरं बद्ध्वा हतोऽयं मृत्युना स्वयम् ॥२७॥

दुर्योधनः—सर्वथा वञ्चितस्त्वया कंसः। अलमात्मस्तवेन। न शौर्यमेतत्। पश्य,

जामातृनाशव्यसनाभितप्ते रोषाभिभूते मगधेश्वरेऽथ।
पलायमानस्य भयातुरस्य शौर्यं तदेतत् क्व गतं तवासीद् ॥२८॥

वासुदेवः—भोः सुयोधन! देशकालावस्थापेक्षि खलु शौर्यं नयानुगामिनाम्। इह तिष्ठतु तावदस्मद्गतः परिहासः। स्वकार्यमनुष्ठीयताम्।

कर्तव्यो भ्रातृषु स्नेहो विस्मर्तव्या गुणेतराः।
सम्बन्धो बन्धुभिः श्रेयाँल्लोकयोरुभयोरपि ॥२९॥

दुर्योधनः—
देवात्मजैर्मनुष्याणां कथं वा बन्धुता भवेत्।
पिष्टपेषणमेतावत् पर्याप्तं छिद्यतां कथा ॥३०॥

वासुदेवः—(आत्मगतम्)
प्रसाद्यमानः साम्नाऽयं न स्वभावं विमुञ्चति।
हन्त संक्षोभयाम्येनं वचोभिः परुषाक्षरैः ॥३१॥
(प्रकाशम्) भोः सुयोधन! किं न जानीषेऽर्जुनस्य बलपराक्रमम्।
दुर्योधनः—न जाने।

મારી માતને અનેકવાર પુત્રો (ને મારી નાખી તેઓ) ના વિયોગથી દુઃખી કરીને, પોતાના ઘરડાં માતાપિતાને બાંધીને આ (કંસ) જાતે જ મૃત્યુથી મારી ગયો. ૨૭.

**દુર્યોધન** :—તેં કંસને સંપૂર્ણપણે છેતર્યો છે. પોતાના વખાણ રહેવા દે. એ વીરતા નથી. જો–

જમાઈનો નાશ થવાથી દુઃખી થયેલો જરાસંઘ ગુસ્સે થતાં ડરીને તું પલાયન કરી ગયો ત્યારે તારી વીરતા ક્યાં ગઈ હતી ? ૨૮.

**વાસુદેવ** :— હે સુયોધન, નીતિજ્ઞોની વીરતા દેશ, કાળ અને સ્થિતિને અનુરૂપ હોય છે. આપણો પરિહાસ અહીં જ રહે. તું તારું પોતાનું કામ કર.

ભાઈઓ સાથે પ્રેમ કરવો જોઈએ. તેઓના અવગુણો (દોષ) ભૂલી જવા જોઈએ. બંને લોકમાં પણ ભાઈઓ સાથેના સંબંધ કલ્યાણકારી છે. ૨૯.

**દુર્યોધન** :—

દેવતાઓના પુત્રોનો માનવીઓ સાથે ભ્રાતૃભાવ કેવી રીતે થાય ? આટલું પિષ્ટપેષણ પૂરતું છે. વાત અહીં કાપી નાંખો. ૩૦.

**વાસુદેવ** :— (આત્મગત)

સામથી સંતુષ્ટ કરાતો આ દુર્યોધન સ્વભાવ છોડતો નથી. ચાલ હવે કર્કશ અક્ષરોવાળા વચનોથી હું તેને ક્ષુભિત કરું. ૩૧.

(મોટેથી) હે સુયોધન, શું તું અર્જુનના બળ અને પરાક્રમને નથી જાણતો ?

**દુર્યોધન** :—નથી જાણતો.

वासुदेवः—भोः ! श्रूयतां,

कैरातं वपुरास्थितः पशुपतिर्युद्धेन संतोषितो

वह्नेः खाण्डवमश्नतः सुमहती वृष्टिः शरैश्छादिता ।

देवेन्द्रार्तिकरा निवातकवचा नीताः क्षयं लीलया

नन्वेकेन तदा विराटनगरे भीष्मादयो निर्जिताः ॥३२॥

अपि च, तवापि प्रत्यक्षमपरं कथयामि ।

ननु त्वं चित्रसेनेन नीयमानो नभस्तलम् ।

विक्रोशन् घोषयात्रायां फाल्गुनेनैवमोक्षितः ॥३३॥

किं बहुना,

दातुमर्हसि मद्वाक्याम् राज्यार्धं धृतराष्ट्रज ! ।

अन्यथा सागरान्तां गां हरिष्यन्ति हि पाण्डवाः ॥३४॥

दुर्योधनः—कथं कथम् । हरिष्यन्ति हि पाण्डवाः ।

प्रहरति यदि युद्धे मारुतो भीमरूपी

प्रहरति यदि साक्षात् पार्थरूपेण शक्रः ।

परुषवचनदक्ष ! त्वद्वचोभिर्न दास्ये

तृणमपि पितृभुक्ते वीर्यगुप्ते स्वराज्ये ॥३५॥

वासुदेवः—भोः कुरुकुलकलङ्कभूत । अयशोलुब्ध ! वयं किल तृणान्तराभिभाषकाः ।

दुर्योधनः—भो गोपालक ! तृणान्तराभिभाष्यो भवान् ।

अवध्यां प्रमदां हत्वा हयं गोवृषमेव च ।

मल्लानपि सुनिर्लज्जो वक्तुमिच्छसि साधुभिः ॥३६॥

**વાસુદેવ** :—અરે સાંભળ,

તેણે કિરાતના દેહમાં રહેલા ભગવાન શિવને યુદ્ધથી સંતોષ્યા છે. જ્યારે અગ્નિ ખાંડવ વનને બાળતો હતો ત્યારે ભારે વૃષ્ટિને બાણથી રોકી હતી. ઈન્દ્રને પરેશાન કરતા નિવાત-કવચો (નામના રાક્ષસોનો) રમત માત્રમાં નાશ કર્યો અને તેણે એકલાએ વિરાટ નગરમાં ભીષ્મ વગેરેને હરાવ્યા હતા. ૩૨.

અને વળી તને પણ પ્રત્યક્ષ (અનુભવેલી) એવી બીજી વાત કહું છું.

ચિત્રસેન તને આકાશમાં ઉઠાવી જતો હતો ત્યારે ઘોષ-યાત્રામાં અર્જુને જ (તને) છોડાવ્યો હતો. ૩૩.

વધારે તો શું કહું?—

હે ધૃતરાષ્ટ્રના પુત્ર, મારા કહેવાથી તારે અર્ધું રાજ્ય આપી દેવું યોગ્ય છે. નહીં તો પાંડવો સાગર સુધીની સમસ્ત પૃથ્વી (તારી પાસેથી બળથી) હરી લેશે. ૩૪.

**દુર્યોધન** :—કેમ ? કેમ ? પાંડવો હરી લેશે. ?

જો યુદ્ધમાં ભીમનું રૂપ લઈને વાયુ પ્રહાર કરે. કે અર્જુનના રૂપમાં સાક્ષાત ઈન્દ્ર પ્રહાર કરે તો પણ હે કઠોર વચન બોલવામાં નિષ્ણાત (વાસુદેવ), તારા કહેવાથી મારા પિતાએ ભોગવેલી અને (મેં મારા) બળથી સંરક્ષેલી પૃથ્વી-માંથી એક તણખલું પણ નહીં આપું. ૩૫.

**વાસુદેવ** :—હે કુરુઓના કુળમાં, કલંકરૂપ બનેલા, અપયશના લોભિયા, આપણે શું તણખલાની વાત કરીએ છીએ?

**દુર્યોધન** :—હે ગોવાળ, તારી સાથે તો તણખલું વચ્ચે રાખીને જ વાત કરવી જોઈએ.

અવધ્ય સ્ત્રીને, ઘોડાને, બળદને અને મલ્લોને પણ મારીને, લજ્જાહીન બની તું (મારા જેવા) સજ્જનો સાથે વાત કરવાની ઈચ્છા રાખે છે ! ૩૬.

**वासुदेवः**—भोः सुयोधन ! ननु क्षिपसि माम् ।

**दुर्योधनः**—आः, अभाष्यस्त्वम् ।

अहमवधृतपाण्डरातपत्रो
द्विजवरहस्तधृताम्बुसिक्तमूर्धा ।
अवनतनृपमण्डलानुयात्रैः
सह कथयामि भवद्विधैर्न भाषे ॥३७॥

**वासुदेवः**—न व्याहरति किल मां जयोधनः । भोः ।

शठ ! बान्धवनिःस्नेह ! काक ! केकर ! पिङ्गल ! ।
त्वदर्थात् कुरुवंशोऽयमचिरान्नाशमेष्यति ॥३८॥

भो भो राजानः ! गच्छामस्तावत् ।

**दुर्योधनः**—कथं यास्यति किल केशवः । दुःशासन ! दुर्मर्षण ! दुर्मुख ! दुर्बुद्धे ! दुष्टेश्वर ! दूतसमुदाचारमतिक्रान्तः केशवो बध्यताम् । कथमशक्ताः । दुःशासन ! न समर्थः खल्वसि ।

करितुरगनिहन्ता कंसहन्ता स कृष्णः
पशुपकुलनिवासादानुजीव्यानभिज्ञः ।
हृतभुजबलवीर्यः पार्थिवानां समक्षं
स्ववचनकृतदोषो बध्यतामेपशीघ्रम् ॥३९॥

अयमशक्तः । मातुल ! बध्यतामयं केशवः । कथं पराङ्मुखः पतति । भवतु, अहमेव पाशैर्बध्नामि । (उपसर्पति ।)

**वासुदेवः**—कथं बद्धुकामो मां किल सुयोधनः । भवतु, सुयोधनस्य सामर्थ्यं पश्यामि । (विश्वरूपमास्थितः ।)

**વાસુદેવ** :—હે સુયોધન! ખરે મારું અપમાન કરે છે તું!

**દુર્યોધન** :—અરે તું વાત કરવા યોગ્ય જ નથી.

ઉજ્જવળ છત્રને ધારણ કરનાર, શ્રેષ્ઠ બ્રાહ્મણોના હાથે ધારણ કરેલા જળથી અભિષિક્ત મસ્તકવાળો હું, 'મારા નમેલા રાજાઓના મંડળને અનુસરનાર (નોકર જેવા) તારા સાથે વાત નહીં કરું" એમ કહું છું. ૩૭.

**વાસુદેવ** :—મારી સાથે સુયોધન નથી બોલતો ? અરે—

હે શઠ, ભાઇઓ તરફ સ્નેહ વિનાના, કાગડા, માંજરા, વાંદરા, તારે લીધે આ કુરુવંશ જલદીથી નાશ પામશે. ૩૮.

અરે હે રાજવીઓ! આ અમે ચાલ્યા.

**દુર્યોધનઃ**—કેમ કેશવ જાય છે? હે દુઃશાસન, હે દુર્મર્ષણ, હે દુર્મુખ, હે દુર્બુદ્ધિ, હે દુષ્ટેશ્વર, દૂતોના આચારનું અતિક્રમણ કરનાર, કેશવને પકડી લો. કેમ તમારામાં તાકાત નથી? દુઃશાસન તું શક્તિમાન નથી?

હાથી અને ઘોડાને મારનાર, કંસને હણનાર, ગોવાળીયાઓના કુળમાં રહેવાથી શિષ્ટાચારને નહીં જાણનાર, હણાઈ ગયેલા બાહુબળવાળા, પોતાના વચનથી દોષિત થયેલા આ કૃષ્ણને રાજાઓની સામે જલદીથી બાંધી લો. ૩૯.

એનામાં તાકાત નથી. હે મામા, આ કેશવને બાંધી લો. કેમ ઉલટા મોઢે પડો છો? વારુ હું જ પાશથી તેને બાંધી લઉં છું. (નજીક જાય છે.)

**વાસુદેવ** —શું મને બાંધવાની ઇચ્છાવાળો સુયોધન આવે છે! ભલે હું સુયોધનની શક્તિ જોઉં! (વિશ્વરૂપ ધારણ કરે છે.)

**દુર્યોધન** :—હે દૂત !

જો તું ચારેબાજુ દેવમાયા કે પોતાની માયાની રચના કર, અથવા દુર્નિવાર્ય એવા દેવોના શસ્ત્રોથી પ્રહાર કર, (પણ) ઘોડો, હાથી કે આખલો મારવાથી ઉત્પન્ન થયેલા અભિમાનવાળા તને રાજાઓના સમૂહની વચમાં આજે હું બાંધીશ. ૪૦.

અરે ! ઊભો રહે હવે. કેમ કેશવ દેખાતો નથી. આ કેશવ છે. વાહ કેશવ કેટલી ટૂંકો થઇ ગયો ! અરે ઊભો રહે હવે. કેમ કેશવ દેખાતો નથી ! આ કેશવ છે. અરે ! કેશવ કેટલો લાંબો છે ! કેમ કેશવ દેખાતો નથી, આ રહ્યો કેશવ. મંત્રશાળામાં બધે કેશવો જ છે. હવે હું શું કરું ? બરાબર, જાણ્યું, હે રાજાઓ, તમે દરેક જણ એક એક કેશવને બાંધો. કેમ જાતે જ દોરડાથી બંધાઇને (બધા રાજાઓ (નીચે) પડે છે. શાબાશ ! જાદુગર શાબાશ.

મારા ધનુષ્યની અંદરથી નીકળેલી બાણોની જાળથી વીંધાઇને પડતી ધારામાંથી નીકળતા લોહીથી ખરડાયેલા સર્વ અંગોવાળા, છાવણીમાં આવેલા તને, આંસુથી ભરેલી આંખવાળા અને નિશ્વાસ નાંખતા પાંડવો (ભલે) જુએ. ૪૧.

(ચાલ્યો જાય છે.)

**વાસુદેવ** :—ભલે પાંડવોનું કાર્ય હું જ પાર પાડું છું. હે સુદર્શન, આમ આવ.

(પછી સુદર્શન પ્રવેશ કરે છે.)

**સુદર્શન** :—હું હાજર છું.

અત્યંત કૃપા કરનાર ઇશ્વરની વાણી સાંભળીને વાદળોના સમૂહથી અટકાવ્યું છતાં હું અહીં દોડતો આવ્યો. કમળ

कस्मिन् खलु प्रकुपितः कमलायताक्षः
कस्याद्य मूर्धनि मया प्रविजृम्भितव्यम् ॥४२॥

क नु खलु भगवान् नारायणः ।

अव्यक्तादिरचिन्त्यात्मा लोकसंरक्षणोद्यतः ।
एकोऽनेकवपुः श्रीमान् द्विषद्बलनिषूदनः ॥४३॥

(विलोक्य) अये अयं भगवान् हस्तिनापुरद्वारे दूतसमुदाचारेणोपस्थितः । कुतः खल्वापः, कुतः खल्वापः । भगवति आकाशगङ्गे ! आपप्लावत् । हन्त स्रवति । (आचम्योपसृत्य) जयतु भगवान् नारायणः । (प्रणमति ।)

वासुदेवः—सुदर्शन ! अप्रतिहतपराक्रमो भव ।

सुदर्शनः—अनुगृहीतोऽस्मि ।

वासुदेवः—दिष्ट्या भवान् कर्मकाले प्राप्तः !

सुदर्शनः—कथं कथं कर्मकाल इति । आज्ञापयतु भगवानाज्ञापयतु ।

किं मेरुमन्दरकुलं परिवर्तयामि
संक्षोभयामि सकलं मकरालयं वा ।
नक्षत्रवंशमखिलं भुवि पातयामि
नाशक्यमस्ति मम देव ! तव प्रसादात् ॥४४॥

वासुदेवः—भोः सुदर्शन ! इतस्तावत् । भोः सुयोधन !

यदि लवणजलं वा कन्दरं वा गिरीणां
ग्रहगणचरितं वा वायुमार्गं प्रयासि ।

સમાન વિશાળ નેત્રવાળા (શ્રીકૃષ્ણ) ખરેખર કોની પર ગુસ્સે થાય છે? આજે મારે કોના મસ્તક પર તૂટી પડવાનું છે? ૪૨.

અરે! ભગવાન નારાયણ ક્યાં છે?

જેમનું આદિ (આરંભ) અવ્યક્ત છે, આત્મા અચિન્ત્ય છે, સંસારનું સંરક્ષણ કરવા ઉદ્યમશીલ છે, એક છતાં અનેક દેહ ધારણ કરનાર છે, દુશ્મનોના સમૂહનો નાશ કરનારા આ શ્રીમાન (અહીં ઊભા છે.) ૪૩.

(જોઈને) અરે આ ભગવાન હસ્તિનાપુરના દ્વારે દૂતના વેશમાં ઊભા છે. પાણી આપો. ઓહ (પાણી) ઝરે છે, (આચમન કરીને, નજીક જઈને), ભગવાન નારાયણનો વિજય થાવ. (પ્રણામ કરે છે.)

**વાસુદેવ** :—હે સુદર્શન, (કોઈથી પણ) ન રોકી શકાય તેવા પરાક્રમવાળો થા.

**સુદર્શન** :—મારા પર કૃપા થઈ.

**વાસુદેવ** :—આનંદની વાત છે કે તું કામના સમયે આવી મળ્યો.

**સુદર્શન** :—કયા કામનો સમય છે? આજ્ઞા આપો ભગવાન આજ્ઞા આપો.

શું મેરૂ અને મંદરના પર્વત ઉખેડી નાંખુ? અથવા સમગ્ર સાગરને ક્ષુબ્ધ બનાવું? આખા નક્ષત્ર મંડળને પૃથ્વી પર પછાડું? હે દેવ આપની કૃપાથી મારે માટે કશુંય અશક્ય નથી? ૪૫.

**વાસુદેવ** :—હે સુદર્શન, આમ આવ. હે સુયોધન.

ખારા સમુદ્રમાં કે પર્વતની ગુફામાં કે ગ્રહોના સમૂહથી ફરાતા વાયુના માર્ગમાં જઈશ, (પણ) મારા બાહુબળના

मम भुजवलयोगप्राप्तसंजातवेगं
भवतु चपल ! चक्रं कालचक्रं तवाद्य ॥४५॥

सुदर्शनः—भो सुयोधनहतक । (इति पुनर्विचार्य) प्रसीदतु प्रसीदतु भगवान् नारायणः ।

महाभारापनयनं कर्तुं जातस्य भूतले ।
अस्मिन्नेव गते देव ? ननु स्याद् विफलः श्रमः ॥४६॥

वासुदेवः—सुदर्शन ! रोषात् समुदाचारो नावेक्षितः । गम्यतां स्वनिलयमेव ।

सुदर्शनः—यदाज्ञापयति भगवान् नारायणः । कथं कथं गोपालक इति । त्रिचरणातिक्रान्तत्रिलोको नारायणः खल्वत्रभवान् । शरणं व्रजन्तु भवन्तः । यावद् गच्छामि । अये एतद् भगवदायुधवरं शार्ङ्गं प्राप्तम् ।

तनुमृदुललिताङ्गं स्त्रीस्वभावोपपन्नं
हरिकरधृतमध्यं शत्रुसङ्घैककालः ।
कनकखचितपृष्ठं भाति कृष्णस्य पार्श्वे
नवसलिलदपार्श्वे चारुविद्युल्लतेव ॥४७॥

भो भोः ! शार्ङ्ग, प्रशान्तरोषो भगवान् नारायणः । गम्यतां स्वनिलयमेव । हन्तनिवृत्तः । यावद् गच्छामि । अये इयं कौमोदकी प्राप्ता

मणिकनकविचित्रा चित्रमालोत्तरीया
सुररिपुगणगात्रध्वंसने जाततृष्णा ।
गिरिवरतटरूपा दुर्निवारातिवीर्या
व्रजति नभसि शीघ्रं मेघवृन्दानुयात्रा ॥४८॥

સંયોગથી પ્રાપ્ત થયેલા વેગવાળું આ ચક્ર હે ચંચળ! તારું આજે કાળચક્ર બની રહો. ૪૫.

**સુદર્શન :**—હે દુષ્ટ દુર્યોધન, (ફરી વિચારીને)

હે ભગવાન નારાયણ, પ્રસન્ન થાવ, પ્રસન્ન થાવ.

હે દેવ, પૃથ્વીનો ભાર દૂર કરવા માટે ભૂતલ ઉપર આપે જન્મ લીધો છે. આ (રીતે દુર્યોધન મરી) જશે તો તમારો બધો પરિશ્રમ નિષ્ફળ જશે. ૪૬.

**વાસુદેવ :**—હે સુદર્શન, ક્રોધને કારણે આચારને ગણકાર્યો નહીં. તું તારા નિવાસસ્થાનમાં જ જા.

**સુદર્શન :**—જેવી ભગવાન નારાયણની આજ્ઞા. શું શું 'ગોવાળ?' ત્રણ પગલામાં ત્રણ લોક ઓળંગી જનાર આ શ્રીમાન નારાયણ છે. તમે તેમના શરણે જાવ, હું જાઉં છું. અરે, આ ભગવાનનું ઉત્તમ આયુધ શારંગ (ધનુષ્ય) આવ્યું.

નમણા, કોમળ અને લલિત અંગવાળું, સ્ત્રી જેવા સ્વભાવવાળું, વિષ્ણુના હાથ વડે વચમાંથી પકડવામાં આવેલું, શત્રુઓના સમૂહ માટે એકમાત્ર કાળરૂપ, પાછળના ભાગમાં સોનાથી જડેલું આ ધનુષ્ય શ્રીકૃષ્ણની બાજુમાં નવ મેઘની નજીક રહેલી સુંદર વીજળીની વેલી જેવું શોભે છે. ૪૭.

અરે હે શારંગ, ભગવાન નારાયણનો ગુસ્સો શાંત થઈ ગયો માટે પોતાના નિવાસસ્થાનમાં જ જાવ. હવે હું જાઉં છું, કેમ આ કૌમોદકી (ગદા) આવી પહોંચી.

મણિ અને સોનાથી મઢેલી, સુંદર માળાઓરૂપી ઉત્તરીયને ધારણ કરનારી, દેવોના દુશ્મનના દેહના નાશ માટે ઉત્પન્ન થયેલી તૃષ્ણાવાળી, પ્રચંડ પહાડના પ્રાન્ત ભાગ જેવી અપ્રતિહત પરાક્રમવાળી આ ગદા વાદળોના સમૂહથી અનુસરાતી આકાશમાં જાય! ૪૮.

हे कौमोदकि ! प्रशान्तरोपो भगवान् नारायणः । हन्त निवृत्ता । यावद् गच्छामि । अये अयं पाञ्चजन्यः प्राप्तः ।

पूर्णेन्दुकुन्दकुमुदोदरहारगौरो
नारायणाननसरोजकृतप्रसादः ।
यस्य स्वनं प्रलयसागरघोषतुल्यं
गर्भा निशम्य निपतन्त्यसुराङ्गनानाम् ॥४९॥

हे पाञ्चजन्य ! प्रशान्तरोपो भगवान् । गम्यताम् । हन्त निवृत्तः । अये नन्दकासिः प्राप्तः ।

वनिताविग्रहो युद्धे महासुरभयङ्करः ।
प्रयाति गगने शीघ्रं महोल्केव विभात्ययम् ॥५०॥

हे नन्दक ! प्रशान्तरोपो भगवान् । गम्यताम् । हन्त निवृत्तः । यावद् गच्छामि । अये एतानि भगवादायुधवराणि ।

सोऽयं खड्गः खरांशोरपहसिततनुः स्वैः करैर्नन्दकाख्यः
सेयं कौमोदकी या सुररिपुकठिनोरःस्थलक्षोददक्षा ।
सैपा शार्ङ्गाभिधाना प्रलयघनरवज्यारवा चापरेखा
सोऽयं गम्भीरघोपः शशिकरविशदः शङ्खराट् पाञ्चजन्यः ॥५१॥

हे शार्ङ्ग ! कौमोदकि ! पाञ्चजन्य !
दैत्यान्तकृन्नन्दक ! शत्रुचक्रे ! ।
प्रशान्तरोपो भगवान् मुरारिः
स्वस्थानमेवात्र हि गच्छ तावत् ॥५२॥

હે કૌમોદકિ, ભગવાન નારાયણનો ગુસ્સો શાંત થઈ ગયો. હાશ (ગદા) ગઈ. હવે હું જાઉં છું. અરે આ પાંચજન્ય આવ્યો.

પૂર્ણચંદ્ર, મોગરો, કમળના મધ્ય ભાગ અને હાર જેવો શ્વેત, નારાયણના મુખરૂપી કમળનો કૃપાપાત્ર જેના પ્રલય સમયે સાગરના ઘોષ સમાન નાદને સાંભળીને અસુરોની સ્ત્રીઓના ગર્ભ પડી જાય છે. ૪૯.

હે પાંચજન્ય ! ભગવાનનો ગુસ્સો શાંત થઇ ગયો છે માટે (પાછા) જાવ. હાસ ગયા, અરે નંદક તલવાર આવી પહોંચી.

સુંદરીનો દેહ ધારણ કરનારી, યુદ્ધમાં મોટા અસુરોને (પણ) ભય ઉપજાવનારી, આકાશમાં ઝડપથી જતી આ ગદા મોટી ઉલ્કા જેવી જણાય છે. ૫૦.

હે નંદક, ભગવાનનો ગુસ્સો શાંત થઈ ગયો છે (પાછી) જા. હાશ ગઈ. હવે હું જાઉં છું. અરે આ ભગવાનનાં શ્રેષ્ઠ આયુધો–

આ પોતાનાં કિરણોથી સૂર્યના બિંબને ઝાંખું પાડતી આ નંદક નામની તલવાર; દેવોના દુશ્મનોના કર્કશ વક્ષસ્થળના વિદારણમાં નિપુણ એવી આ કૌમોદકી ગદા; પ્રલયના વાદળની ગર્જના જેવા પ્રત્યંચાના ઘોષવાળું આ શારંગ નામનું ધનુષ્ય; ચંદ્રના કિરણ જેવો શ્વેત, ગંભીર ઘોષવાળો, શ્રેષ્ઠ શંખરાજ આ પાંચજન્ય. ૫૧.

હે શારંગ, હે કૌમોદકિ, હે પાંચજન્ય, હે દૈત્યનો નાશ કરનારી અને શત્રુ માટે અગ્નિ એવી નંદક (તલવાર), ભગવાન શ્રીકૃષ્ણનો ક્રોધ શાંત થઈ ગયો છે માટે તમે પોતપોતાના સ્થાને ચાલ્યાં જાઓ. ૫૨.

हन्त निवृत्ताः यावद् गच्छामि। अये अत्युद्भूतो वायुः। अतितपत्यादित्यः। चलिताः पर्वताः। क्षुब्धाः सागराः। पतिताः वृक्षाः। भ्रान्ता मेघाः। प्रलीना वासुकिप्रभृतयो भुजङ्गेश्वराः। किन्नु खल्विदम्। अये अयं भगवतो वाहनो गरुडः प्राप्तः।

सुरासुराणां परिखेदलब्धं
येनामृतं मातृविमोक्षणार्थम्।
आच्छिन्नमासीद् द्विषतो मुरारे-
स्त्वामुद्वहामीति वरोऽपि दत्तः ॥५३॥

हे काश्यपप्रियसुत! गरुड! प्रशान्तरोषो भगवान् देवदेवेशः। गम्यतां स्वनिलयमेव। हन्त निवृत्तः। यावद् गच्छामि।

एते [स्थिता वियति किन्नरयक्षसिद्धाः]
देवाश्च संभ्रमचलन्मुकुटोत्तमाङ्गाः।
पुष्टेऽच्युते विगतकान्तिगुणाः प्रशान्तं
श्रुत्वा श्रयन्ति सदनानि निवृत्ततापाः ॥५४॥

यावदहमपि कान्तां मेरुगुहामेव यास्यामि। (निष्क्रान्तः।)

वासुदेवः—यावदहमपि पाण्डवशिबिरमेव यास्यामि।

(नेपथ्ये)

न खलु न खलु गन्तव्यम्।

वासुदेवः—अये वृद्धराजस्वर इव। भो राजन्! एष स्थितोऽस्मि।

(ततः प्रविशति धृतराष्ट्रः।)

હાશ ગયાં. ચાલો હું જાઉં છું. અરે વાયુ અત્યંત જોરથી ફૂંકાય છે. સૂર્ય ખૂબ તપે છે. પર્વતો ચાલયમાન થયા છે. સાગરો ક્ષુબ્ધ બન્યા છે. વૃક્ષો પડી ગયાં છે. વાદળાઓ ભમી રહ્યાં છે. વાસુકિ વગેરે મહાન સર્પો અદશ્ય થઈ ગયા છે. આ શું છે ? અરે, આ ભગવાનનું વાહન એવા ગરુડ આવ્યા.

દેવ અને દાનવોને મહેનતથી મળેલું અમૃત પોતાની માતાની મુક્તિ માટે જેણે દુશ્મન પાસેથી ઝૂંટવી લીધું હતું અને જેણે ભગવાન વિષ્ણુને 'હું તમને ઉપાડીશ' એવું વરદાન પણ આપ્યું હતું. ૫૩.

હે કાશ્યપના પ્રિયપુત્ર, હે ગરુડ, દેવદેવેશ ભગવાનનો ગુસ્સો શાંત થઈ ગયો છે. પોતાના નિવાસસ્થાનમાં જાવ. હાશ ગયું. હવે હું જાઉં છું.

આ આકાશમાં કિન્નર. યક્ષ અને સિદ્ધો એકત્ર થયા છે, અને દેવોના મુકુટો ગભરાટમાં મસ્તક પર હાલી ઊઠયા છે. ભગવાન અચ્યુત ગુસ્સે થતા તેમના હણાઇ ગયેલા તેજ અને ગુણવાળા (હવે પ્રભુ) શાંત (થયા છે એમ) સાંભળીને સંતાપ વિનાના બનેલા તેઓ પોતાના ભવનોમાં જાય છે. ૫૪. હવે (મને) પ્રિય એવી મેરૂ પર્વતની ગુફામાં જઇશ. (જાય છે.)

**વાસુદેવ** :—હવે હું પણ પાંડવોની છાવણીમાં જ જઇશ.

(પડદા પાછળ)

ના, ના, આપ જશો નહીં.

**વાસુદેવ** :—અરે ઘરડા રાજાનો આ અવાજ છે. હે રાજા, આ હું રોકાયો છું.

(પછી ધૃતરાષ્ટ્ર દાખલ થાય છે.)

धृतराष्ट्रः—क नु खलु भगवान् नारायणः । क नु खलु भगवान् पाण्डवश्रेयस्करः । क नु खलु भगवान् विप्रप्रियः । क्व नु खलु भगवान् देवकीनन्दनः ।

मम पुत्रापराधात् तु शार्ङ्गपाणे ! तवाधुना ।
एतन्मे त्रिदशाध्यक्ष ! पादयोः पतितं शिरः ॥५५॥

वासुदेवः—हा धिक् पतितोऽत्रभवान् । उत्तिष्ठोत्तिष्ठ ।

धृतराष्ट्रः—अनुगृहीतोऽस्मि । भगवान् । इदमर्घ्यं पाद्यं च प्रतिगृह्यताम् ।

वासुदेवः—सर्वं गृह्णामि । किं ते भूयः प्रियमुपहरामि ।

धृतराष्ट्रः—यदि मे भगवान् प्रसन्नः, किमतः परमिच्छामि ।

वासुदेवः—गच्छतु भवान् पुनर्दर्शनाय ।

धृतराष्ट्रः—यदाज्ञापयति भगवान् नारायणः । (निष्क्रान्तः ।)

(भरतवाक्यम् ।)

इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुण्डलाम् ।
महीमेकातपत्राङ्कां राजसिंहः प्रशास्तु नः ॥५६॥

निष्क्रान्ताः सर्वे ।

दूतवाक्यं समाप्तम् ।

**ધૃતરાષ્ટ્ર** : ભગવાન નારાયણ ક્યાં છે! પાંડવોનું કલ્યાણ કરનાર ભગવાન ક્યાં છે? બ્રાહ્મણોને પ્રિય એવા ભગવાન ક્યાં છે? દેવકીનંદન ભગવાન ક્યાં છે?

હે શારંગપાણિ, હે દેવોના સ્વામી, મારા પુત્રના ગુનાને કારણે હું મારું મસ્તક તમારા ચરણોમાં નાખું છું. ૫૫.

**વાસુદેવ** : હા ધિક્! શ્રીમાન્ પડી ગયા. ઊભા થાવ, ઊભા થાવ.

**ધૃતરાષ્ટ્ર** : હે ભગવાન, મારા પર કૃપા થઈ. આ અર્ઘ્ય અને પાદ્યનો સ્વીક - કરો.

**વાસુદેવ** : હું બધું જ સ્વીકારું છું? બીજું શું તમારું પ્રિય કરું?

**ધૃતરાષ્ટ્ર** :—

જો ભગવાન મારી પર પ્રસન્ન હોય તો બીજા શેની હું ઇચ્છા કરું?

**વાસુદેવ** : પધારો, ફરીથી દર્શન આપજો.

**ધૃતરાષ્ટ્ર** : જેવી ભગવાન નારાયણની આજ્ઞા. (જાય છે.)

(ભરતવાક્ય)

હિમાલય અને વિંધ્યાચલરૂપી કુંડળવાળી, સાગર સુધીની આ પૃથ્વી પર એકછત્રે અમારા (રાજા) રાજસિંહ રાજ્ય કરો. ૫૬.

(બધા જાય છે.)

દૂતવાક્ય સંપૂર્ણ થયું

# દૂતવાક્ય

---

## વિવેચન

શ્લોક-૧. સૂત્રધાર અહીં ભગવાન ઉપેન્દ્ર એટલે વિષ્ણુના પદનું વર્ણન કરે છે. ભગવાન વિષ્ણુને ઈન્દ્રના નાના ભાઈ ગણવામાં આવે છે, કારણ કે ઈન્દ્રની માતા અદિતિના પુત્ર વામન તરીકે વિષ્ણુ અવતાર લીધો હતો. નમુચિ-न मुञ्चति इति । નમુચિ દૈત્યનું નામ છે. અને ઈન્દ્રે સમુદ્રફીણનું વજ્ર બનાવીને તેને માર્યો હતો. તે વજ્રમાં ભગવાને પ્રવેશ કર્યો હતો વગેરે પુરાણકથા પ્રસિદ્ધ છે. પણ વિષ્ણુએ નમુચિને માર્યો હોય તેવી વાત ક્યાંય મળતી નથી. ભાસે મોટા ભાઈ ઈન્દ્રનું પરાક્રમ નાના ભાઈ ઉપેન્દ્રના નામે ચઢાવી તો નહિ દીધું હોય? પ્રો. દેવધર મુજબ—

"But there is no legand which directly refers to उपेन्द्र i. e. Visnu as killing the demon... The ब्रह्माण्डपुराण states that when वामन grew to be gigantic in size and became त्रिविक्रम, some of the दानव were hurled up into the air as if by a hurricane Does our auther refer to this legand?"

બીજા ચરણમાં આવતો અંત્યયમક નોંધપાત્ર છે. सर्वलोकोत्सवः स वः । ભાસે મધ્યમવ્યાયોગના પહેલા શ્લોકમાં પણ ભગવાન વિષ્ણુના પાદની સ્તુતિ કરી છે.

एवमार्यमिश्रान्......ભાસના અન્ય નાટકોને મળતો આ નાટકનો પણ આરંભ છે. દુર્યોધનની આજ્ઞાથી સેવક મંત્રશાલાની-મંત્રણા-ચર્ચા-વિચારણા કરવા માટેના સભાખંડની-રચના કરે છે.

સ્થાપના-ભાસના નાટકોમાં પ્રસ્તાવનાને બદલે સ્થાપના શબ્દ વપરાયેલો જેવા મળે છે. અહીં નોંધવું જોઇએ કે કેટલીક હસ્તપ્રતોમાં

સ્થાપના ને સ્થાને પ્રસ્તાવના શબ્દ મળે છે એમ મહા. ગણપતિ શાસ્ત્રી નોંધે છે જુઓ. क्वचित्प्रस्तावनेतिपाठः ।

સ્થાપના પછી કાંચુકીય આવીને મહારાજા દુર્યોધનની આજ્ઞા જણાવે છે કે આજે તેઓ સર્વ રાજવીઓ સાથે મન્ત્રણા કરવા માગે છે. તરત 'આ દુર્યોધન આમ જ આવે છે' એમ કહી દુર્યોધનનો પ્રવેશ વર્ણવે છે. नासूचितं पात्रं प्रवेशयेत् એ સિદ્ધાન્તને અનુસરવા માટે પહેલાં કાંચુકીયનો પ્રવેશ બતાવ્યો છે.

શ્લોક-૩. श्यामो-કાળો લેવાને બદલે 'સાંવરો' સોહામણો લઈ શકાય. नक्षत्रमध्य इव पर्वगतः शशाङ्कः આમ પુરુષને ચંદ્ર સાથે સરખાવવાની રીત ભાસના એકથી વધુ નાટકોમાં મળે છે. જુઓ :

पुत्रनक्षत्रकीर्णस्य पत्नीकान्तप्रभस्य च ।
वृद्धस्य विप्रचन्द्रस्य भवान् राहुरिवोत्थितः ॥ મધ્યમ ૩૩
चन्द्रं सनक्षत्रमिवोदयस्थम् । પ્રતિમા ૭-૧૪. વધુ માટે જુઓ ભાસ-સમસ્યા.

શ્લોક-૪. દુર્યોધનની હૃદયેચ્છા તેના પાત્રનું પ્રતિબિંબ પાડે છે. રણને તે ઉત્સવ ગણે છે. કર્ણભારમાં પણ કર્ણને 'युद्धोत्सवप्रमुख' કહ્યો છે. उत्कृत्तदन्तमुसलानि-उत्कृत्ताः दन्ता मुसला इव येषु तानि ।

किमाहतुः भवन्तौ...આ સ્થળે આકાશભાષિતનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એક પાત્ર किं ब्रवीषि-તું શું કહે છે તેવો સવાલ કરે અને પછી પોતે તે પાત્રવતી જવાબ રજૂ કરે ત્યારે આકાશભાષિત કહેવાય છે. જ્યારે બધા પાત્રોને રંગમંચ ઉપર ન ચલાવવા હોય ત્યારે આ યુક્તિનો પ્રયોગ સંસ્કૃત નાટકમાં કરવામાં આવે છે. ભાસમાં આવો પ્રયોગ ઘણે સ્થળે છે. किं ब्रवीष्येवमित्यादि विना पात्रं ब्रवीति यत् । श्रुत्वेवानुक्तमप्येकस्तत् स्यादाकाशभाषितम् ॥ દશરૂપક. અહીં રંગમંચ ઉપર હાજર ન હોય તે પાત્રો સાથે વાર્તાલાપ કરાય કે જે કોઈનો ઉલ્લેખ થાય તેઓ ત્યાં હાજર છે અથવા નેપથ્યમાં છે એમ માની લેવાનું. આ યુક્તિ મુજબ દુર્યોધનની મંત્રશાલ રચાઈ ગઈ.

દુર્યોધન પોતે બેસીને બધાને આસન પર બેસવાનું કહે છે. પણ તેઓ જણાવે છે કે 'મહારાજ દુર્યોધન બેઠા નથી' એટલે તેઓ નહિ બેસે. દુર્યોધન અહો સેવાધર્મઃ એમ કહીને તેઓના કાર્યને બિરદાવે છે. થોડી ચર્ચા બાદ ભીષ્મને એકાદશ અક્ષૌહિણી સેનાના સેનાપતિ નીમવામાં આવે છે. અક્ષૌહિણી–અક્ષના ऊहिनी સૈન્ય–સમુદાય કે જેમાં ૨૧,૮૭૦ રથ ૨૧,૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડા અને ૧૦૯૩૫૦ પાયદળ હોય. દુર્યોધન પાસે અગિયાર અને પાંડવો પાસે સાત–બધું મળીને મહાભારતના યુદ્ધમાં આવી અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ થયો હતો.

શ્લોક–૫. સહોક્તિ અલંકારનું સુંદર ઉદાહરણ છે. અભિષેક કરવા માટે જળ ભીષ્મના મસ્તક પર પડશે અને સાથે જ દુશ્મન રાજાઓના હૃદય પણ તૂટી પડશે. ભીષ્મનો સેનાપતિપદે અભિષેક થયો એ જાણતાંની સાથે જ ડરના માર્યા દુશ્મનોનાં હૃદય ફાટી પડશે. स्कन्धावारात्–છાવણીમાંથી.

કાંચુકીય શ્રીકૃષ્ણ માટે માનવાચક શબ્દો વાપરે છે અને દુર્યોધનને તે નથી ગમતું. ગુસ્સે થઈ શ્રીકૃષ્ણને માટે कंसभृत्य, गोपाल, જેવા શબ્દો વાપરે છે.

बार्हद्रथ–बृहद्रथस्य अपत्यं पुमान्–જરાસંધ. તે મગધના નરેશ બૃહદ્રથનો પુત્ર હોવાથી બાર્હદ્રથ. તેની अस्ति અને प्रीति નામની બે પુત્રીઓ કંસને પરણાવી હતી. કંસનો શ્રીકૃષ્ણે વધ કર્યો આથી ગુસ્સે થઈ તેણે મથુરા પર સત્તર સત્તર વખત હુમલા કર્યા અને હારીને પાછો ફર્યો. અઢારમી વખત શ્રીકૃષ્ણે દ્વારિકા વસાવી અને મથુરા છોડી દીધી. જુઓ મહા. સભાપર્વ. ૨૩ શ્રીમદ્‌ભાગવત સ્કંધ–૧૦ આધ્યા. ૫૦. દુર્યોધન જરાસંધની ૧૮મી વારની જીતનો (?) ઉલ્લેખ કરે છે. પણ પાછળ શ્રીકૃષ્ણ કહે છે તે મુજબ નીતિને જાણનારાનું શૌર્ય દેશ, કાળ અને અવસ્થાને અનુરૂપ હોય છે। દુર્યોધન માને છે કે શ્રીકૃષ્ણને પુરુષોત્તમ જેવા માનવાચક નામથી નહિ પણ કેવળ કેશવ એવા નામથી જ બોલવવા જોઈએ.

શ્લોક-૬. દુર્યોધન શ્રીકૃષ્ણને પકડીને પાડવોને નયનહીન બનાવવા ઇચ્છે છે. દૂતઘટોત્કચમાં અર્જુનને કૃષ્ણચક્ષુષ્ કહ્યા છે. દૂ. ઘ ૩૧. જે કોઇ શ્રીકૃષ્ણને માન આપવા ઊભો થશે તેને ૧૨ ભાર સોનાનો દંડ થશે એમ દુર્યોધન જાહેર કરે છે.

द्वादशसुवर्णभारेण-મહા. ગણુપતિ શાસ્ત્રી સમજાવે છે કે-सुवर्णः कर्षः द्वादशकर्षात्मको नाणकविशेषः द्वादशसुवर्णः इति व्यपदिष्टः द्वादशसुवर्णना भारः पलसहस्रद्वयं द्वादशसुवर्णभारः, तेन । भारः सहस्त्रद्वितये पलानां च गरिम्णि च । इति यादवः । પ્રો. દેવધર નોંધે છે કે-

The meaning of भार is not quite clear. Could it be some coin?

Apte's Sanskrit English Dictionaryમાં भारनो એક અર્થ છે-A particular weight equal to 2000 'Palas' of gold. આ અર્થ શું અહીં યોગ્ય નથી લાગતો? could it be some coin એમ નવી સંભાવના કરવાની જરૂર શી છે?

દુર્યોધન પોતાને પણ ઊઠવું ન પડે માટે દ્રૌપદીના કેશ અને વસ્ત્ર દુઃશાસન ખેંચે છે તે ચિત્ર જોવાનું નક્કી કરે છે.

શ્લોક ૭ થી ૧૨ સુધીમાં ચિત્રપટનું વર્ણન છે. તેમાં મુખ્યતયા સ્વભાવોક્તિ છે અને દ્રૌપદી, યુધિષ્ઠિર, અર્જુન, શકુની વગેરેનું વર્ણન છે. આ પાત્રોનું વિસ્તૃત વર્ણન મહાભારત સભાપર્વ અધ્યા. ૮૯ થી ૯૫ સુધી મળે છે.

શ્લોક-૭. राहुवक्त्रान्तरगता આવો વિચાર અન્યત્ર પણ છે જુઓ किं द्रष्टव्यः शशाङ्कोऽय राहोर्वदनमण्डले । दरि. ११-११. वृद्धस्य विपन्नचन्द्रस्य भवान् राहुरिवागतः ।-મધ્યમ-૨૩.

શ્લોક-૧૦. हरिमिव मृगपतौ-આવા વિચાર માટે જુઓ: न व्याघ्रं मृगशिशवः प्रधर्षयन्ति । प्रतिमा ५-१८ वधे समदृष्टः सिंहो मृगेन्द्र विनिपात्यते । अभिषेक ३-२०

શ્લોક–૧૨. काक्षेण पश्यति–अक्षिकोणेन पश्यति । મહા. ગણપતિ શાસ્ત્રી સમજાવે છે–अक्षं इन्द्रियं तच्च प्रकृते अक्षिरूपम् । ईषदक्षं काक्षम् । ईषदर्थे' पा. ६।६।१०५। इति कोः कादेशः ।

લોક–૧૨. विहगवाहनविस्मितः–विहगवाहन–ગરુડ. विस्मितः–गर्वितः । જુઓ. माग्यैश्चलैर्विस्मितः । स्वप्न १–३

શ્લોક–૧૪. ૧૫માં શ્રીકૃષ્ણ દુર્યોધનનું સમગ્ર ઐશ્વર્ય સ્વજનોના દ્વેષને પરિણામે નજીકમાં નાશ પામશે તેવી આગાહી કરે છે.

શ્લોક–૧૬. દુર્યોધનના પ્રસિદ્ધ ગુણો અને કારણે કાર્ય નહિ થાય તેવી શ્રીકૃષ્ણની ધારણા. શ્રીકૃષ્ણને જોઈને સહુ ઊભા થાય છે અને દુર્યોધન આસન પરથી ખસી પડે છે.

શ્લોક–૧૮. દુર્યોધન જે ચિત્ર જોઈ રહ્યો છે તેમાં તેની 'બાલિશતા છે એમ જણાવે છે. શ્લોકનું ત્રીજું અને ચોથું ચરણ સુભાષિત જેવું છે. તે આજ્ઞા કરે છે અને ચિત્ર પણ દૂર કરાય છે. શ્રીકૃષ્ણનો ઉદગ્ર પ્રભાવ દર્શાવવા માટે આવું વર્ણન છે. ભાસ આખરે શ્રીકૃષ્ણ–ભક્ત હતા. दायाद्यं–दायः कुलधनं । दायरूपं आद्यं अदनीयं भोग्यं वस्तु दायाद्यमिति व्युत्पत्तिः । –મહા. ગણપતિશાસ્ત્રી.

શ્લોક–૨૧. કુશળ પ્રશ્ન પરસ્પર પૂછાયા બાદ 'दायाद्य'ની માગણી થાય છે અને ઉત્તરમાં દુર્યોધન કહે છે કે પાંડવો પાંડુના પુત્રો જ ક્યાં છે?

મૃગરૂપધારી કિંદમ નામના ઋષિએ પાંડુને શાપ આપ્યો હતો. જુઓ,

मृगरूपधरं हत्वा मामेवं काममोहितम् ।
अस्य तु त्वं फलं मूढ प्राप्स्यसीदृशमेव हि ॥
प्रियया सह संवासं प्राप्य कामविमोहितः ।
त्वमप्यस्यामवस्थायां प्रेतलोकं गमिष्यसि ॥

મહા. આદિ ૧૧૭–૩૦–૩૧

શ્લોક–૨૨. શ્રીકૃષ્ણનો જવાબ દુર્યોધનને બોલતો બંધ કરે તેવો છે. વિગત માટે જુઓ. મહા. આદિપર્વ ૧૦૫.

શ્લોક–૨૩. ખોટો વિવાદ છોડીને યુધિષ્ઠિર વગેરે પ્રેમથી જે કહે તે કરવાનું કૃષ્ણ સૂચન કરે છે.

શ્લોક–૨૪. ડૉ. પુસાલકર મુજબ આ શ્લોક 'deserves to be carved in letters of gold'. સાહસ વિના શ્રી–સંપત્તિ ન મળી શકે. આથી દુર્યોધન કહે છે કે कुर्वन्तु ते साहसम्

શ્લોક–૨૬. કંસ જરાસંધની વાત માટે જુઓ શ્લોક પાંચ પછીની ટીકા.

શ્લોક–૨૭. કંસ તો તેના કર્મે માર્યો ગયો છે એમ કૃષ્ણ કહે છે.

શ્લોક–૨૮. देशकालावस्थापेक्षि–देशं कालं अवस्थां च अपेक्षितुं शीलं अस्य, પ્રાચીન ભારતમાં રાજનીતિશાસ્ત્રમાં વર્ણવેલ વિચારોમાં સંધિ વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રયનો ષડ્ગુણનો વિચાર પણ આ વાત જ સૂચવે છે. ૧–૩૨ અર્જુને કિરાત રૂપધારણ કરનાર શિવને યુદ્ધમાં સંતોષ્યા હતા. તે મહા. વનપર્વમાં છે. ખાંડવ-દહનની વાત આદિપર્વમાં છે. निवातकवच નામના દૈત્યો દેવોને સતાવતા હતા. તેઓને અર્જુને હણ્યા એ વાત મહા. વનપર્વમાં છે.

શ્લોક–૩૩. ચિત્રસેન ગાંધર્વ દુર્યોધનને બાંધીને લઈ જતો હતો ત્યારે અર્જુન તેને છોડાવ્યો હતો તે મહા. વનપર્વના ઘોષયાત્રાપર્વમાં છે.

શ્લોક–૩૫. બધું સાંભળવા છતાં દુર્યોધનનો ગર્વયુક્ત ઉત્તર તેના પાત્રને પ્રકાશિત કરે છે.

वयं किल तृणान्तराभिमाष्याः–આગળ तृणमपि न दास्ये માં આવેલા तृण શબ્દમાં શ્લેષ કરીને આ વાક્ય બોલાયું છે. મહા. ગણપતિ શાસ્ત્રી સમજાવે છે: तृणेन अन्तरं व्यवधानं देशं अभिमाष्येन सह ते तृणान्तराः । तृणान्तराः सन्तो अभिमाष्याः तृणान्तराभिमाष्याः । तृणमन्तरनः

कृत्वै वत्वमसाक्मभिभाष्यो न साक्षादित्वभिप्रायः। 'તારે મારી સાથે સીધી નહિ, પરન્તુ તણખલું વચ્ચે રાખીને વાત કરવી જોઇએ.' રામાયણમાં આવે છે કે સીતા तृणमन्तरतः कृत्वा रावणं प्रत्यभाषत । એટલે વચ્ચે તણખલું મૂકીને સીતાએ રાવણને કહ્યું. સીતાએ રાવણ પરપુરુષ હતો એટલે સીધી વાત ન કરવાને બદલે તણખલું વચ્ચે રાખીને વાત કરી. અહીં એક પ્રકારનો તિરસ્કાર દર્શાવ્યો છે. ટૂંકમાં જ્યારે કોઈ ઉચ્ચ અને નીચે વચ્ચે વાર્તાલાપ થાય તો વચ્ચે તણખલું રાખીને બન્નેનો ભેદ સૂચવવાની પ્રથા હશે એવું મનાય છે. પણ R. C. Roy. तृणमन्तरतः कृत्वाने અનુવાદ કરે છે કે regarding him as something less than a straw. અને માને છે કે આ તો એક કહેવત છે. એનો Hiding her face behind the grass or placing a blade of grass between them." એવો કરવાની કોઈ જરૂર નથી. P. C. Roy ના મત સાથે સહમત થઈ શકાય તેમ નથી. 'તારે મારી સાથે વચ્ચે તણખલું રાખીને બોલવું જોઇએ' એ અર્થ વધુ સારો લાગે છે.

દુર્યોધન ગુસ્સે થઈને કહે છે: હે 'ગોવાળિયા', તું तृणान्तराभिभाष्क- છે અહીં 'ગોપાલક' સંબોધન વધુ યોગ્ય લાગે છે; કારણ ગોવાળિયાને ઘાસ જોડે વધુ સંબંધ હોય છે.

શ્લોક-૩૬. गोवृष-प्रशस्तः गौ गोवृषः । અહીં અરિષ્ટાસુરના વધની વાત છે. તે આખલાનું રૂપ લઈને આવ્યો હતો અને ભગવાને બાળપણમાં માર્યો હતો.

શ્લોક-૩૭. મને નમસ્કાર કરતા રાજાઓના સેવક જેવા તારી સાથે હું બોલીશ નહિ. अनुयात्र-સેવક, નોકર.

શ્લોક-૩૭. શ્રીકૃષ્ણ તેને મોટે હલકા શબ્દો 'કાગડા માંજરા' જેવા વાપરે છે; કારણને તેણે શ્રીકૃષ્ણને પહેલા સેવક ગણાવ્યા છે.

દુર્યોધન શ્રીકૃષ્ણને પકડવાની આજ્ઞા કરે છે. પણ દુઃશાસન, દુર્મર્ષણ, દુર્મુખ, દુર્બુદ્ધિ, દુષ્ટેશ્વર વગેરે શ્રીકૃષ્ણને પકડવામાં નિષ્ફલ જાય છે. અહીં તેણે જે નામો ગણાવ્યાં છે, તેમાં દુઃશાસન, દુર્મર્ષણ અને દુર્મુખ તેનાં ભાઈઓનાં નામો છે. જુઓ મહા. આદિ. ૧૧૬ પરન્તુ ત્યાં દુર્બુદ્ધિ અને દુષ્ટેશ્વરનાં નામો નથી.

શ્રીકૃષ્ણ દુર્યોધનને આવતો જોઈને વિશ્વરૂપ ધારણ કરે છે. છતાં પોતે તેને પકડી નકશે તેવી બડાઈ દુર્યોધન શ્લોક ૪૦ માં બતાવે છે. आः तिष्ठेदानीम् એ પછી આવતાં નાનાં નાનાં વાકયો દ્વારા દુર્યોધનની સંભ્રમાવસ્થાને સુંદર રીતે રજૂ કરી છે. આ પ્રસંગની રંગમંચયોગ્યતા પ્રશસ્ય છે. તે શ્રીકૃષ્ણને બાણોથી છિન્નભિન્ન કરી નાખવા માટે બહાર ચાલ્યો જાય છે.

**શ્લોક–૪૫ થી ૫૪.** ભગવાનના સુદર્શન, શારંગધનુષ્ય, કૌમોદેકીયગદા, પાંચજન્ય શંખ, નંદક તલવાર વગેરે આયુધો અને અંતે ગરુડને આવતા વર્ણવ્યાં છે. આ પ્રસંગની સંપૂર્ણ નવીન કલ્પના ભાસે કરી છે. મહાભારતમાં આવો કોઈ ઉલ્લેખ નથી.

શ્રીકૃષ્ણ જવા તૈયાર થાય છે અને ધૃતરાષ્ટ્ર આવીને માફી માગે છે. ભગવાન પૂછે છે : किं ते भूयः प्रियमुपहरामि અને (શ્લોક ૫૬) ભરતવાક્ય આવે છે. આ ભરતવાક્ય સ્વપ્ન અને બાલચરિતને મળતું આવે છે.